# શ્રી બહુચરાજી માતાના ગરબા.

## સોલંકીનો ગરબો અને આનંદનો ગરબો.




મુદલ કીંમત ચાર આના.

શ્રી ગણેશાય નમઃ

# શ્રી બહુચરાજી માતાના

# ગરબા

તથા

## સોલંકીનો ગરબો આનંદનો ગરબો

અને

## પ્રભાતીયાં, આરતી થાળ વીગેરે.


છપાવી પ્રસિદ્ધ કર્તા.

**કેશવલાલ મગનલાલ દુધવાળા.**

ઠે. કાલુપુર રોડ—અમદાવાદ.

તથા

**સોમચંદ કેશવલાલ શાહ.**

ઠે. પંચભાઇની પોળ—અમદાવાદ.





સુધારા વધારા સાથે આવૃત્તી ત્રીજી   પ્રત ૪૦૦૦

સંવત ૧૯૮૫   સને ૧૯૨૯

રોયલ પ્રીન્ટીંગ પ્રેસ કપાસીઆ બજારમાં રાયચંદ હીરાચંદે છાપ્યું. ઠે. કાલુપુર—અમદાવાદ.

મૂલ્ય ફક્ત ચાર આના.

ॐ

# શ્રી બહુચરાજી માતાના ગરબા

## ગીતી

માતુ સરસ્વતી વિનતી, નીજ બાળની ઉર વિષે ધારો;
આ કલમથી જે લખતાં, દોષ રહે તે કૃપા કરીને ટાળો.



## ગણપતીની સ્તુતી (રાગ પ્રભાત)

જય જય શીવ સુત ગણપતી દેવા,
ગણપતિ દેવા, હું તો કરૂં તારી સેવા. જય૦
શુભ કામ ઇચ્છું આજે, પુર્ણ કરજો મારા કાજે,
રીદ્ધી સીદ્ધી તમને છાજે, દયાળુ છો દેવા. જય૦
દોષ પાપ હરજો મારા વિઘ્ન દુર કરજો સારા,
લાગીતે રાખો તારા, ધરૂં થાળ મેવા. જય૦
ઇચ્છું કાવ્ય કરવા તારી, મતી પહોંચે નહી મારી,
દાસ તારો લેજો ધારી, આપો બુદ્ધી દેવા. જય૦
અલ્પ મતી મારી જાણો, દયાસીંધુ પ્રેમ આણો,
ગાઉં શું હું તારા ગુણો, સદા ઇચ્છું સેવા. જય૦

## દેવી પ્રાર્થના.

નમુ હું તો નીશદીન સરસ્વતીને
પ્રથમ સ્તુતિ, કરૂ હું તુજની
ઈશ્વરી, તુ ખરી, દીલ ધરી, મન ઠરી,
તારણ, મારણ, તમો ઓધારણ. નમુ૦
પ્રેમ પુર્વક વિનવું તમને,
રીદ્ધી સીદ્ધી દેજો અમને;
રસના દાયક થાજો સોને. નમુ૦

### રાગ–પ્રભાત.

ગરીબ નીવાજ મારે આશરો તારો, દાસને પાર ઉતારોરે,
સંસાર સાગર મહાજળ ભરીઓ, લાગે છે ખારો ખારોરે,
મુજ રંકપર રહેમ કરીને, બેડો પાર ઉતારોરે. ગરીબ૦
ધર્મ કર્મમાં કાંઈ નવ સમજ્યો કર્યા ન શુદ્ધ વીચારોરે,
અનીતી અધર્મમાં મસ્ત બનીને, બાંધ્યો પાપનો ભારોરે. ગ૦
લાખ ચોરાશી ફરી ફરી થાકયો, આવ્યો ન એકે આરોરે,
કેશવલાલ કહે માજી પ્રતાપે, મન મમતાને વારોરે. ગરીબ૦

### પ્રભાત.

આદ્યશક્તિ અલબેલી અંબા, જગમાં જોત પ્રકાશેરે,
ત્રીગુણ રૂપ, માં આપનું જોતાં, કષ્ટ બધાં દુર થાશેરે,
અકળગતી માં તારી નીહાળી, પામર આવે તુજ પાસેરે. આદ્ય૦
દેવ તણા દુઃખ હરવાને, ચડયા ભકતોની વારેરે;
અહીસાસુર મહિસાસુર રોળી, દેવ દુઃખ નીવાર્યારે. આદ્ય૦

આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ માં કાળીરે;
દક્ષીણમાં છે તુળજા ભવાની, ચુવાળ બહુચર બાળીરે. આદ્ય૦
કેશવલાલ કહે માજી પ્રતાપે, પુરજો સૌની આશારે;
તમ ચરણનું ધ્યાન ધરીને, રાખી બેઠા વીશ્વાસરે. આદ્ય૦

## રાગ–પ્રભાત.

તમે જાગોરે બહુચરમા માજી વાણેલાં વાયાં,
મુખ જોવા સુરીનર મુની આવ્યા, દોડયાં ધસ્યાં ધાયાં. તમે.
જયોગી ઉઠીને જયોગ સંભાળે, ગુણીજન ગાયાં.
ભાંમ્યનીએ ઉઠીને રે, વેહેલાં વહોલોણાં સાહ્યાં. તમે.
જાગી જુગતજનેતા જુગતે, ત્રીભોવનરાયા;
નીરખી વદન સુદંન શું હરખ્યાં, નથી પડયા પાયા. તમે.
જેજેકાર હુવો રે જગતમાં, નવનીધ સૌ પાયા,
કહે હરગોવંદ શક્તિને સેવો સમરે સુખ થાયા. તમે.
સકલ સૌખ્ય–શક્તિ–સિદ્ધિસમર્પક.



# સોલંકીનો ગરબો.

સમે શંભુજીના સુતને આરાધુ, ગ્રન્થ જ્ઞાન બુદ્ધિવડે સાધુરે; મારી બહુચરાજી માત. ટેક. સરસ્વતી હાથ ઝાલોને મારો, કરૂં વર્ણન શ્રી બહુચરાજી તમારોરે. મારી૦ ૨ બ્રાહ્મણ ભાવે ભર્યાં બ્રાત ખાત બોલે, ન આવે નગ્ન શંખલ-

પુર તોલેરે. મારી૦ ૩ કોમળ કડલામાં કાંબીઉં બીરાજે. પગ પડછંદે ગગન ચૌદ ગાજેરે. મારી૦ ૪ દસ આંગળીએ વીંટીયુંના વાળા, નખ વીસ ચળકે નવ લક્ષ તારારે. મારી૦ ૫ પહેર્યાં વેઢલા ને ગુજરી રૂડી, બાંહે બાજુબંધ કનક મધે ચુડીરે. મારી૦ ૬ ભાલ ભ્રકુટીમાં રવી તારા ઝળકે, મુટે અંબોડે શિરોમણિ નાગ લળકેરે. મારી૦ ૭ લાયક વાળી વાળીના રંગ જુવા ગોળ, મુખરા વાગે વીંઝુવારે. મારી૦ ૮ શંખલપુર સર્વે વૈકુંઠમણી છે, તેને માથે માત બહુચરા ધણી છેરે. મારી૦ ૯ મેરૂ મૂકી ધોળાગઢ આવ્યાં, રાજ શંખલપુર સોહાવ્યાંરે, મારી૦ ૧૦ છળવા શોણીતપુરનો ભુપ, વિશ્વનાથે ધર્યું વામન સ્વરૂપરે. મારી૦ ૧૧ વામન સ્વરૂપે બળીનું રાજ લીધું, કદમ ત્રણ પૃથ્વી માપ એ કીધુંરે. મારી૦ ૧૨ ત્રીજું કદમ પાતાળ વચ્ચે માપ્યું, માન સરોવર માજીને કાજ સ્થાપ્યુંરે. મારી૦ ૧૩ ફુટયું પાતાળ પગનું જોર જાણી, તેમાં પ્રગટયું સજીવન પાણીરે. મારી૦ ૧૪ જળ પ્રગટયું જોઈ પ્રસન્ન થયું વન, તેમાં આપ માજી પુરૂપાતનરે. મારી૦ ૧૫ ધોળાગઢનું તે રાજ મૂકી દીધું, આસને આવીને તે ઠામ કીધુંરે. મારી૦ ૧૬ સુખ પામ્યાં આસન કરી સ્થીર, સરોવરમાં પુનમ શરીરરે. મારી૦ ૧૭ રોમ ખીલ્યાં ભરાઠ રસથુલે, આસન વાળી બેઠાં વરખડીને મૂળેરે. મારી૦ ૧૮ અભે આસન કરી માતા રહ્યાં, પરછા આપીને માતા ત્યાં થયાંરે. મારી૦ ૧૯ આપો મતિ માને

નામું, કરી કરૂણા જોયું કાલરી સામુંરે. મારી૦ ૨૦ વજો સોલંકી તે રાજમણી છે, ચબકે ચારસેં ચુંવાળનો ધણી

છેરે. મારી૦ ૨૧ વજો સોલંકી પવિત્ર જેનું નામ, ઘેર એ-
કસોને આઠ દુજે ગામરે. મારી૦ ૨૨ વજો સોલંકી વૃદ્ધ
થયા રાય, પેટ પુત્ર નથી એ મોટો અન્યાયરે. મારી૦ ૨૩
વજા સોલંકીની રાણીઓ સોહાવે, તેનું પિયર વસઈ મધ્યે
કહાવેરે. મારી૦ ૨૪ રૂપ રંગ ને પ્રેમરસ ખીલી, કૂળ ઉંચું
ને જાત વાઘેલીરે મારી૦ ૨૫ તેને ગર્ભ રહ્યો નાભીને પ્રકાશ,
તેની પ્રજાને પુત્રની થઈ આશરે. મારી૦ ૨૬ નવ માસ
થયા ગર્ભવાસ માંહી, પુત્રી જન્મીને નીશા ગઈ ત્યાંહીરે.
મારી૦ ૨૭ આશા પુત્રની હતી તે ઉડી ગઈ, મધ્યરાત્રે એક
દીકરી થઈરે. મારી૦ ૨૮ જન્મ થયો મધ્યરાત્રીને ટાણે, વાત
રાણીને વડારણ જાણેરે. મારી૦ ૨૯ રાજા વૃદ્ધને રાણીની
જુવાની, વાત રાખો નગરમાં છાનીરે. મારી૦ ૩૦ વાત હોઠ
બહાર ફડફડશે, રાજ, ફેટાઈઆને ઘેર જશેરે. મારી૦ ૩૧
વેણ પ્રભાતે વડારણે કહ્યો, વહેંચો સાકર રાયને કુંવર થયોરે,
મારી૦ ૩૨ વાત વડારણની નગરમાં જાણી, શુભ દેશમાં તે
સાકરો વહેંચાણીરે. મારી૦ ૩૩ વાત લોક કરે છે રાજાનું
રહ્યું પણ, કર્યું સગપણ જઈ પાટણરે. મારી૦ ૩૪ વેવાઈ-
શાળામાં વાધ્યો છે રંગભેર, કન્યા સત્તર કુંવર વરસ તેરરે.
મારી૦ ૩૫ કોમળ લહેર પાટ અંગમાં સોહાવે. તેને મર-
દંગી વસ્ત્ર પહેરાવેરે. મારી૦ ૩૬ છે કન્યા ને કુંવર કહ્યો છે,
ઉર ઉપર તો અંબુજ રહ્યો છેરે. મારી૦ ૩૭ કન્યા તેડી
પાટણ થકી ઘેર, રાત અડધીએ તે ઊપની શી પેરરે.
મારી૦ ૩૮ જમસ્તાદીલ સ્થીર સંજોગ, માગ્યો ભામનીએ
ભરથાર સાથે ભોગરે. મારી૦ ૩૯ થાળ ભરી કન્યા તતપર

થયાં મહિપતિની મેડી ઉપર ગયાંરે; મારી૦ ૪૦ આનાકાની થઇ ભ્રાંત પડી ભારી, વાત ચાંવડીએ લીધી વિચારીરે મારી૦ ૪૧ જાણ્યું બીરાજ્યો છે ભલો ભુપાળ, વાંક કોનો કાઢું ફુટ્યું આ કપાળરે. મારી૦ ૪૨ અણવર હતા સોલંકી જેવા ભુપ, જ્યારે જોયું ત્યારે નારી જેવું રૂપરે. મારી૦ ૪૩ મહા દુઃખથી ચીંતાતુર થઇ, આણું આવ્યું ને પિયર પછી ગઇરે. મારી૦ ૪૪ માએ માનુનીનું મુખ જોયું ન્યાળી, સારા ભવ વચ્ચે દેહ જાણે બાળીરે. મારી૦ ૪૫ માતા જુવે છે માનુની કેરૂ મુખ, સામા સાસરામાં કોનું છે દુઃખરે. મારી૦ ૪૬ દુઃખ નથી સુખ મરજો માને બાપ, જન્મ થતાં શે ન કરડયો સાપરે. મારી૦ ૪૭ ઘણા સુખમાં લખાયું બહુ દુઃખ ગળથુથીમાં શે ન પાયું વિખરે. મારી૦ ૪૮ વાત કહાડી પરણ્યાની રીત ભારી, નર જોયા વિના પરણાવી નારીરે મારી. ૪૯ વળી પાટણમાં વાત બંધ થાય, કર્યો મહિપતિએ મોટો અન્યાયરે. મારી૦ ૫૦ એવી અધર્મ વાત મચાવી, એણે પુત્રી સાથે પુત્રી પરણાવીરે. મારી૦ ૫૧ વેણ પુત્રીનાં કઠણ ઘણાં લાગે, તેડુ જમાઇ તો ભ્રાંત મારી ભાગેરે. મારી૦ ૫૨ વેણ પ્રજાનાં પોતે રહ્યો સાહી, તેડું સાસરે રમવા જમાઇરે. મારી૦ ૫૩ વાત મહિપતિએ કરી ભારી, લખ્યો કાગળ સાંઢ હલકારીરે. મારી૦ ૫૪ ભાતભાતના ભલા સર્વે સોહાવો સોલંકી સાથે સહુ રમવાને આવોરે. મારી૦ ૫૫ સુણી વાત સો હરખે ભરાયા ચઢી સોલંકી તે ચારસેં ગયારે. મારી૦ ૫૬ બન્યા ઘરેણાં પહેરીને નરેશ, કોઇને વરસ થયાં સોળ ને વીસરે. મારી૦ ૫૭ પહેરી બખતર પાખર, ભૂમિ ખેલ્યા, સ-

જ્યાં આબુષણ બન્યા ગોરખ ચેલારે. મારી૦ ૫૮ હૈયે હરખ તે ઘણો ભરાયે, પછી ભોજનની વેળા થાયેરે. મારી૦ ૫૯ બોલ્યા સોલંકી સાથ સાસરો વાણી, થાઓ તતબર ગંગાજળ પાણીરે. મારી૦ ૬૦ સાથે સર્વને જમવાનું મન થાય, તેજપાલ ઘણું મનમાં પસ્તાયરે. મારી૦ ૬૧ મુકાવ્યું પાણી કર્યો તપાસવાનો વિચાર, પાસે ચાવડા ઉભા રહ્યા દશ બારરે. મારી૦ ૬૨ સસરો બોલ્યો વચન ગર્વ ભરાયો, જમાઈ થાક્યા હશે ચોળીને નવરાવોરે મારી૦ ૬૩ ઉર ઉપન્યો અંબુજ પુર લાજે વસ્ત્ર ઉતારૂં તો સભામાં ભરમ ભાગેરે. મારી૦ ૬૪ પુંચો વડસાસરાએ હાથ સાહ્યો મરણ ભલું મનબો જાશે બધારે મારી૦ ૬૫ અને નાઠાનો જડે નહિ ઠામ, બાધએ ઘાલી નાસવા તણી હામરે. મારી૦ ૬૬ નાખ્યો હાથને કટારી આવી કુમ, તે સામે પડી પાટણ વચ્ચે બુમરે. મારી૦ ૬૭ દીલ ધરતાં તે વાત હવે ફાવી, લાલ ચાકર પાસે મંગાવીરે. મારી૦ ૬૮ હચામચ લોક મધ્યે મચાવી, મુગલ મળ્યા. વીસ બાવીસરે. મારી૦ ૬૯ ક્ષત્રી બુમ સુણી સૂર ઉપન્યું આપ, કોટી ગૌહત્યાનું બેસે શીર પાપરે. મારી૦ ૭૦ પેસ્યા પેંગડામાં પગનું જોર જાણી, માર્યો આંચકો મુંગલ નાખ્યા તાણીરે. મારી૦ ૭૧ કરમહીણે કર્યો ત્યાં તે મોટો ફંદ, કર્યા બાર દરવાજા બંધરે. મારી૦ ૭૨ સેન ચાવડો લઈ ચાલ્યો ઘણું જોર, આગળ જાય સોલંકી તારો ચોરરે. મારી૦ ૭૩ ઘોડા જોર કરી ચાવડે હલકાર્યા, ચોક ચારસેં સોલંકી ત્યાં માર્યારે. મારી૦ ૭૪ તેજપાલને લીધો ત્યાં ઘેરી, થયો હોકારોને ઘોડી પાછી ફેરીરે. મારી૦ ૭૫ ચડયું તેજપાલને

ઘણું શુર, શુરા સાતસેં ત્યાં ચકચુરરે, મારી૦ ૭૬ રેશમાં બાલી આંખે આવ્યાં જળ, શુરા સાતસેં માર્યાં બરછીને ફળરે. મારી૦ ૭૭ કર્યો હેરાન રેશ થઈ શુદ્ધિ, મારી એડી દરવાજો લાલ કૂદીરે. મારી૦ ૭૮ વીકટ સમો થયે ત્યાં ઘણું વિલાસે, ચાલી કુતરી ઘોડીની વાંસેરે. મારી૦ ૭૯ ચાલી ઘોડી દક્ષિણા ખુણ ન્યાળી, લાલ રહેતી નથી હાથમાં ઝાલીરે. મારી૦ ૮૦ ચૈત્ર માસનો તડકો તે ઝાલો, મુક્ય ઝાડી વચ્ચે કાલરી નાહારે. મારી૦ ૮૧ કર્યો પશ્ચિમ ઉપર પ્રવેશ, છુટા અંબોડા ભૂમિ ભરાય કેશરે. મારી૦ ૮૨ જીવ સ્થીર નથી શોરશો મચાવે, પરિબ્રહ્મ પછી શાન્તિ પમાવેરે. મારી૦ ૮૩ આવ્યો છે ઓર દઈ બોરૂ વન પાસે, સમીસાંજ થઈ ત્યાં નીવાસેરે. મારી૦ ૮૪ ચૈત્ર માસનો જબરો છે દન, લાગ્યો તાપ ને અકળાયું તનરે, મારી૦ ૮૫ કર્યું આસન આવી ત્યાં ભોમખડી, શ્વાન કુતરી જઇ ખાબડામાં પડીરે. મારી૦ ૮૬ થોડી વારે જઈ જળ પીવા લાગી, કીધો કુતરો ને બ્રાંત સો ભાગીરે. મારી૦ ૮૭ ચડી વરખડે દીઠું નહિ કોઇ જાત, ત્યારે ઉતાર્યું જઈ લાલ કેરૂં સાજરે. મારી૦ ૮૮ અઘોર વનમાં લોકોની ઘણી ચોરી, લાલ ખાબડા ઉપર બાઇએ દોરીરે. મારી૦ ૮૯ લાલ નવરાવીને છોડયો અછોડો, મટી ઘાડી ને નીપજ્યો ઘોડોરે. મારી૦ ૯૦ વિશ્વાસ આવ્યો ઘણો બાઇને મન, જળ વચ્ચે ઝંપલાવું મારૂં તનરે. મારી૦ ૯૧ ચડી વરખડીએ શોક સમાવા, કોઈ દીઠું નહિ પછી ગયાં ન્હાવારે મારી૦ ૯૨ આભુષણ ઉતાર્યાં કોઈ ન દેખે જન, ઉતાર્યાં જળમાં ને પ્રસવ્યું તનરે. મારી૦ ૯૩ ઉર નુરનાં ગયાં છે સ-

માઈ, મટી નારીને સુખે મુછ આવીરે. મારી૦ ૯૪ રેણી મટી ગઈ ઉગ્યો જરદ, મટી મેરી ને માજીએ કીધો મરદરે મારી૦ ૯૫ કર્યું ત્રીશુળ તે વરખડીના મૂળે, આ અધાણીએ ભોમ મને જડે. મારી૦ ૯૬ માજી મળ્યાં રૂપ મેરીનું સમાવ્યું, સજ્યું શાહેર કાલરી ગામ આરચુંરે. મારી૦ ૯૭ આવી સેવકને દીક્ષા કરસાહી, વજા સોલંકીને ઘેર વધાઇરે. મારી૦ ૯૮ વાળ્યું વેર આવ્યું ચારશેરનું ટાણું, પહેલા પાટણમાં મોકલાવ્યું આણુંરે. મારી૦ ૯૯ આવ્યું સુખને એને પડયું ચેન, એવે આવ્યું બોડી મુગલ કેરૂ સેનારે, મારી૦ ૧૦૦ ચડી કોઈ અસુર આવ્યો જાગી, મતિહીણે દેવમુર્તિ ભાગીરે. મારી૦ ૧૦૧ ત્રણલોકમાં પડાવે છે ત્રાસ, ધર્મ હિંદુનો કરાવે છે નાશરે. મારી૦ ૧૦૨ માથે મરણ મળે નહિ કોય, શાંગ આવ્યો શાહેર સિદ્ધપુર માંહિરે. મારી. ૧૦૩ રોકયા બ્રાહ્મણ ને દેવ કોઈ બતાવો; નીકર ધરમ હમારામાં આવોરે. મારી. ૧૦૪ હિંદુ મટીને મુસલમાન થાઓ, પડો કલમોને મુખે મુલાં ગાઓરે. મારી. ૧૦૫ ભુપે બ્રાહ્મણ સર્વેને સતાપ્યા, લાજ જતાં નીલકંઠ બતાવ્યારે. મારી. ૧૦૬ અજા ત્રણ મારી મૂકીને જાય, સાચ વિના સજીવન કયાંથી થાયરે. મારી. ૧૦૭ મુવાં મડદા નથી જીવ્યાં કાંએ, ઘેરો ઘાલ્યો સિદ્ધપુર માહેરે. મારી. ૧૦૮ દેવ બ્રાહ્મણનાં તન અકળાવ્યાં, પહેલે પોકારે બહુચર માતા આવ્યાંરે. મારી. ૧૦૯ તમે કુળવંતા ભ્રષ્ટ કેમ થાઓ, વશુ પશ્ચિમમાં મુજને બતાવોરે. મારી. ૧૧૦ ત્યારે બ્રાહ્મણને સાચ વણું આવ્યું, સ્વપ્નુ આવ્યું તેથી બોલતાં ફાવ્યુંરે. મારી. ૧૧૧ મુસલમાનને બ્રાહ્મણ

કહે છે, ચાલો પશ્ચિમમાં બહુચરી વસે છેરે. મારી. ૧૧૨ બસેંબોતેર બ્રાહ્મણ ત્યાં ઝાલ્યા, અસુર આથમણા લઈ ચાલ્યારે. મારી૦ ૧૧૩ વીકટ ઝાડીને દેવ સૌ જુવે, આવી આસન કીધું વરખડી મૂળેરે. મારી૦ ૧૧૪ માના તેજમાં નથી કંઈ મણા, બાઇને પારે આવે છે લોક ઘણારે, મારી૦ ૧૧૫ માને પારે મરઘા ઘણા રમે છે, જોઈ મુગલનો જીવ ભમેછેરે. મારી. ૧૧૬ ઝાલ્યા મરઘા નર ને કાંઈ માદા મારી અસુરે ત્યાં ભક્ષ કરી ખાધારે. મારી. ૧૧૭ પોહોર રાતરે સુવા મરઘા બોલ્યા, ત્યારે મુગલ ઘણા અકળાયારે. મારી. ૧૧૮ માએ અસુર ઘણા અકળાવી, ફાડી પેટ મરઘા નીકળ્યા સહીરે. મારી૦ ૧૧૯ માના મરઘા નીકળ્યા છે સર્વ, ત્યારે ઉતર્યો અસુરનો ગર્વરે. મારી. ૧૨૦ બોડી મુગલને સાચ ઘણું આવ્યું, માને ચરણે જઈ શીશ નમાવ્યુરે. મારી. ૧૨૧ ઘણા જોયા મેં દેવ બધા ન્યાળી, નવખંડામાં તું બહુચરા બાળીરે. મારી. ૧૨૨ માને પારે આવ્યો પાછો નહી જાઉં, મુસલમાન મટી હિંદુ થાઊરે. મારી. ૧૨૩ ત્યારે માજીએ કોપ કીધો, તારા લશ્કરમાં મરણ ભય પેઠોરે. મારી. ૧૨૪ માજી મારૂં કરો જાવ મારૂં નામ, તારા સોલંકીનો હું છું ગુલામરે. મારી૦ ૧૨૫ ત્યારે કરૂણા કરી માજીએ જોયું ન્યાળી, મારા સોલંકીનો જળ કાલરીરે. મારી. ૧૨૬ વંશ રાખવાને કાલરી ગયો છે, તે દેશી મુસલમાન થયોછેરે. મારી. ૧૨૭ યાદ રહ્યું છે બહુચરાએ કામ, ત્યારથી ધર્યું ખંભારીઆ નામરે. મારી. ૧૨૮ તેતો બોલે ને બોલે બંધાણો, અંતે ચાકર એ સોલંકી તણોરે. મારી૦ ૧૨૯ પુરૂષ કર્યો નારીને પસાર, સૈકા સતા-

શીયાને વીસ્તારરે. મારી. ૧૩૦ પહેલે લખ્યું સર્વ પરમાણ, ગઈ વધાઈ પાટણ થયું જાણરે. મારી. ૧૩૧ ચિત્ત ચાવડાને ખચીત ન આવે, પુરૂષ નારનો કોણ નીપજાવેરે. મારી. ૧૩૨ બોલે વાણી મધુરી રસ મીઠી, લેઈ ત્રિશુળ માજી હૈયે બેઠીરે, મારી૦ ૧૩૩ શુભ સુખ થયું માએ દુઃખ સમાવ્યાં ચડી ચાવડાજી તેડવા આવ્યારે. મારી. ૧૩૪ સોલંકીને લઈ પાટણ ગયા છે, સાથે સસરો જમાઈ એકઠા થયા છેરે. મારી. ૧૩૫ બાથી હાથ ને સસરો લાગ્યા પાય, માફ કરો માજી થયો મહા અન્યાયરે. મારી. ૧૩૬ કહ્યું વેણ માએ કીરપા કરી એવું સુખે ગમે તે વરદાન દેવુંરે. મારી૦ ૧૩૭ લઈ કન્યા સોલંકી ઘેર જાય, મહા વનમાં માજીનું દેહેરૂં થાયરે. મારી ૧૩૮ ચિત્ત ચાવડે ખચીત મન જાણ્યું વળી માંડ્યુ સાતસેંનું ટાણુંરે. મારી. ૧૩૯ આપી વિદાય ને લાગી પાય; કન્યા તેડી સોલંકીને ઘેર જાયરે. મારી. ૧૪૦ તેજપાળ કહે મન માન્યું મારૂ, માના હુકમે કરાવ્યુ દેહેરૂંરે. મારી૦ ૧૪૧ એ એંધાણી વરખડી બતાવી, આસન કરવાને ભૂમિ ખોદા-વીરે. મારી. ૧૪૨ મનમાં હરખ તેજપાળને ન માય, મહા વનમાં માજીનું દેહેરૂં થાયરે. મારી. ૧૪૩ કામ પુરૂં કરો ના રહે અધુરૂં; તેજપાળ કહે આ ખાબકું પૂરોરે. મારી. ૧૪૪ કર્યું દેહેરૂં તે વરખડી માંય, ત્યાંતો સતી બહુચરા પુજાયરે. મારી. ૧૪૫ કર્યું દેહેરૂં તે વરખડીછે આંહી, મોટા વર્ણનમાં તો બહુચરા બાઇરે. મારી. ૧૪૬ બોલો જાણી માએ કરાર જાણી ગોખ કર્યો છે ઉત્તર ભણીરે. મારી. ૧૪૭ કરી ગોખ જોય ગુણવંત જોઈ, માએ એવું કર્યું નહિ કોઇરે.

મારી. ૧૪૮ રચી પૃથ્વી કરી જુગ ચાર, તેમાં હાથ ચારે ધર્યો અવતારરે મારી. ૧૪૯ કાશી, બદરી ને કેદાર, સૌ દર્શન કરે માને દ્વારરે. મારી. ૧૫૦ માયા માજીની ચાદ બ્રહ્માંડરે, આવ્યો સત્ય જોવા ગુજરાત ખંડરે. મારી. ૧૫૧ કર્યો પ્રત્યક્ષ વૈકુંઠ જેવો પારો ગુર્જર ખંડમાં પાટણવાડોરે. મારી. ૧૫૨ રામ નામનો વધારો ઘણો થાય. પારે આવે તેનાં પાપ નાશ થાયરે. મારી. ૧૫૩ કાશી, બદ્રી ને કેદાર હશે કાંઇ, સર્વ તીરથ શંખલપુર માંહીરે. મારી૦ ૧૫૪ માના પ્રેમની કળા કહું છું, ધરૂં ધ્યાન પશ્ચિમમાં રહું છું મારી. ૧૫૫ આદ અનાદે વસીછું તારી પાસ ગામ ગામડામાં માતાનો વાસરે મારી૦ ૧૫૬ આદ અનીદેવ તમો છો પ્રસન્ન, ઘણું કહીએ શું કહેવાતું નથી મનરે. મારી. ૧૫૭ વારે વારે કરૂ માનું વખાણ, નથી થતું તૃપ્ત મારૂં મનરે. મારી. ૧૫૮ દિન જાણી દયાળી હાથ ઝાલ, સેને સોલંકીનું કીધું ન્યાલરે. મારી. ૧૫૯ અહી હાથ વીરનું થીર લેશે આગળ ઘણું અણુઘટતું થશેરે. મારી. ૧૬૦ મુગલોના શીશ માંહી રડવડશે, આગળ ઘણું અણુઘટતું થશેરે. મારી. ૧૬૧ તેજમલ છે માજીનો તન, અખંડ કીધો સોલંકીનો વંશરે. મારી. ૧૬૨ ચિત્ત ચાહીને ચરણ સામા થશે, નિશ્ચે તેજમલને પુત્ર થશેરે, મારી. ૧૬૩ મોઢ બ્રાહ્મણ અનુભવી લીધો, માના મુખમા વાસ આવી કીધોરે. મારી. ૧૬૪ માને પાયે મેં પ્રેમરસ પીધો ગરબો બાનુની સાલમાં કીધોરે. મારી. ૧૬૫ પ્રેમે માના ગરબા ગાજ્યો સૌ, ગરબો જોડયો મેં ભુગળ માહીરે. મારી. ૧૬૬ આઠ હજાર ને

સાતસેં વરસ, તે દીને આપ્યું માએ સુરૂપાતનરે. મારી૦ ૧૬૭ દયારામ માજીના ગુણ ગાય, તારા હાથની હમેશ શીર છાયરે. મારી. ૧૬૮ માતા બહુચરા ભવાની તું માય, ટુંકો એકસો ને સુડાસી પૂરી થાયરે. મારી. ૧૬૯ માજી પુરૂષ પિયેરનું ટાવે, મહા દુઃખીઆનાં દુઃખ તું સમાવેરે. મારી. ૧૭૦ તો એ તારૂં વર્ણન પૂરૂં ન થાએ, કરજો કરૂણા સર્વ પુર માંહેરે, મારી. ૧૭૧ તને સૌ કર જોડીને બાળ, તે તો કર્યાં સર્વને ન્હાલરે. મારી. ૧૭૨ શુકલપક્ષ અને માસ અષાડ, જન્મ થયો માજી પ્રગટ્યાં ત્યારેરે. મારી. ૧૭૩ જેણે દર્શન કર્યાં આવી ત્યાંય, તેનાં સંકટ હર્યાં છે માયરે. મારી. ૧૭૪ ગામ ભુમોલનો વિપ્ર હતો સ્હાય, હતો વૃદ્ધએ મોટો અન્યાયરે. મારી. ૧૭૫ વંશ રાખવાને નહોતું કોઇ, ઘણા દુઃખે કર્યો મન વિચારરે મારી. ૧૭૬ બાઇ બહુચરાને જઇ ન્યાળુ, માને પાગે જઇ દેહ મારો ગાળુંરે, મારી. ૧૭૭ બેઠા લાંઘણ કરવાને સાર. એને લાંઘણ થઇ દશ બારરે. મારી. ૧૭૮ માએ સ્વપ્નું આપ્યું એને ભારી, ઘેર જાને રહેશે ગર્ભવાશ નારીરે. મારી. ૧૭૯ પુત્ર થયો એને માજીને પશાય, આ દેશમાં માજીનું નામ થાયરે. મારી. ૧૮૦ આવ્યો આંધળો માજીને દરબાર, ઘણી લાંઘણ થઇ છે ઠારરે. મારી૦ ૧૮૧ ઉઘડી પડળ આંખ્યો સારી થઇ, ઉઠી માને ચરણે લાગ્યો જઇરે. મારી. ૧૮૨ અખંડ રાજ રહેજો ગાયકવાડ તણું, કરી પ્રણામ ઉલ્લાસ મન આણુંરે. મારી. ૧૮૩ કીી પારણાનું કરે રાજ ત્યાંય એમને દરદ થયું તે ન રૂઝાયરે. મારી. ૧૮૪ કીધું લોકોએ આવી એમને ત્યાંય, રાખા બહુ-

ચરા તણી ઉપમાયરે. મારી. ૧૮૫ રાખી બાવા દીવસ આઠ ફેરી, માએ સારૂં કર્યું ત્યાં નજર ફેરીરે. મારી. ૧૮૬ કરી હુંશીયાર દુઃખ ગયું જ્યારે, માનું દેહેરૂં કરાવવા માંડયું ત્યારેરે. મારી. ૧૮૭ તળાવ ખોદાવવા માંડયું ચોફેરે માજી પ્રસન્ન થયાં લાવી મેહેરરે. મારી. ૧૮૮ ચોફેર ધર્મશાળા કરી ત્યાંય વાગે ચોઘડીયાં દેવળ માંયરે. મારી. ૧૮૯ ખરચ્યા રૂપીઆ લાખ બે ચાર, પાછળ ખોદ્યું માનસરોવર સારરે મારી. ૧૯૦ ઘણું રહેજો રાજ ગાયકવાડ કેરૂં, એવી રીતે પુરૂં કર્યું દેહેરૂંરે. મારી. ૧૯૧ બ્રાહ્મણ દયારામ વર્ણવી ગુણ ગાય. માતા બહુચરાનો સેવક કહેવાયરે મારી બહુચરાજી માત. ૧૯૨

---

## આનંદનો ગરબો.

---

આદ્ય આજ મુને આનંદે વાધ્યો અતિ ઘણો મા,
ગાવા ગરબા છંદ બહુચર માત તણો મા. ૧
અલવે આળપંપાળ આપિક્ષા આણી મા,
છો ઇચ્છા પતિપાળ દ્યો અમૃત વાણિ મા. ૨
સ્વર્ગ મૃત્યુ પાતાળ, વાસ સકળ તાહરો મા,
બાળ કરી સંભાળ કર ઝાલો મારો મા. ૩
તોતળા મુખ તંન તો તો તો કહે મા,
અર્ભક માગે અંન નિજ માતા મન લહે મા. ૪
નહિ સવ્ય અપશવ્ય કહિ કાંયે જાણું મા,
કળી કાહાવા કવ્ય મન મિથ્યા આણું મા. ૫

કુલજ કુપાત્ર કુશીલ કર્મ અકર્મ ભર્યો મા,
મુરખ મન વહે મીન રસ રટવા ઉચર્યો મા. ૬
મુઢ પ્રમાણે મત્ય મન મિથ્યા માપી મા,
કોણ લહે ઉતપત્ય વિશ્વ રહ્યાં વ્યાપી મા. ૭
પરાક્રમ પર્મ પ્રચંડ પ્રબળ ન પલ પ્રીછુ મા,
પુરણ પ્રગટ અખંડ અજ્ઞ થકો ઇચ્છું મા. ૮
અરણવ ઓછો પાત્ર અકલ કરી આણું મા,
પામું નહી પળ માત્ર મન જાણું નાણું મા. ૯
રસના યુગમ હજાર તે રડતાં હાર્યો મા,
ઇશે અંશ લગાર લેઇ મન મથ માર્યો મા. ૧૦
મારકુંડ મુનીરાય મુખ માહાત્મ ભાખ્યું મા,
જયમુનિ રૂષિ જેવાય ઉર અંતર રાખ્યું મા. ૧૧
અણુ ગણુ ગુણુ ગતિ ગોત ખેલ ખરો ન્યારો મા,
માત જાગતિ જોત જળહળતો પારો મા. ૧૨
જશ તૃણુ વત ગુણુ ગાય કહુ ઉંડળ ગુંડળ મા,
ભરવા બુદ્ધિ બે હાથ ઓઘામાં ઉંડળ મા. ૧૩
પાગ નમાવી શીશ કહું ઘેલું ગાંડું મા,
માત ન ધરશો રીસ છો ખોલું ખાંડું મા. ૧૪
આદ્ય નિરંજન એક અલખ અકળ રાંણી મા,
તુથી અવર અનેક વિસ્તરતાં જાણી મા. ૧૫
શક્તિ સરજવા શ્રષ્ટ સેજ સ્વભાવ સ્વલ્પ મા,
કિંચિત કરૂણા દ્રષ્ટ ક્રત ક્રત કોટિ કલ્પ મા. ૧૬
માતંગી સુત મુક્ત રમવા મન દીધુ મા,
જોવા જુક્ત અજુક્ત ચૌદ ભુવન કીધું મા. ૧૭

નીર ગગન ભુતેજ સેજ કરી નીરમ્યાં મા,
મારૂત વસ જે જે ભાંડ કરી ભરમ્યાં મા. ૧૮
તતક્ષણ તનથી દેહ ત્રેણ કરી પેદા મા,
ભવ ક્રત કરતા જેહ સરજે પાળે ખેદા મા, ૧૯
પ્રથમ કર્યા ઉચ્ચાર વેદ ચાર વાયક મા,
ધર્મ સમસ્ત પ્રકાર ભુ ભણવા લાયક મા. ૨૦
પ્રગટ પંચમાં ભુત અવર સરવ જે કો મા,
સકત સર્વ સંયુક્ત શક્ત વિના નહીં કો મા. ૨૧
મૂળ મહી મંડાણ મહંમાયેશ્વરી મા,
યુગ સચરાચર જાણ જે વિશ્વેશ્વરી મા. ૨૨
જળ મધે જળસાંઈ પોઢયા જુગજીવન મા,
બેઠાં અંતરીક્ષ આઈ ખોળે રાખી તન મા. ૨૩
વ્યોમ વિમાનનિ વાટય ઠાઠ ઠઠયો આછો મા,
ઘટ ઘટ સરખો ઘાટ કાચ બન્યો કાચો મા. ૨૪
જનમ જનમ અવતાર આકારે જાણી મા,
નીરમીત હીત નર નાર નખસીખ નારાયણી મા. ૨૫
પનંગ પશુ પક્ષી પ્રથક પ્રથક પ્રાણી મા,
યુગ યુગમાં ઝંખી રૂપે રૂદ્રાણી મા. ૨૬
ચક્ષુ મધ્યે ચૈતન્ય વચ આસન ટીકી મા,
જણાવવા જન મન મધ્ય માતાકીકી મા. ૨૭
અનચર ત્રણ ચરણ વાયુ ચર વારી ચરતા મા,
ઉદર ઉદર ભરી આયુ તુ ભવની ભરતા મા. ૨૮
રજો તમોને સત્વ ત્રીગુણાત્મા ત્રાતા મા,
ત્રીભુવન તારણ તત્વ જક્ત તણી જાતા મા. ૨૯

જ્યાં જ્યમ ત્યાં ત્યમ રૂપ શેં ધાયા સઘળે મા,
કોટી કરેવા ધુપ કો તુજને ન કળે મા. ૩૦
મેરૂ શીખર મહીમાય ધોળાઘડ પાસે મા,
આળી બહુચર માય આધ વાસે વાસો મા. ૩૧
ન લહે બ્રહ્મા ભેદ ગુહ્ય ગતિ તાહેરી મા,
વાણિ વખાણે વેદ શી મતિ માહેરી મા. ૩૨
વિષ્ણુ વિમાસી મંન ધન્ય એમ ઉચરીયા મા,
અવર ન તુજથી અન્ય બાળી બહુચરીયા મા. ૩૩
માણે મન માહેશ માત મયા કીધે મા,
જાણે સુરપતિ શેષ ચહુ તારે લીધે મા. ૩૪
સહસ્ર ફણાધર શેષ સક્ત સબળ સાધી મા,
નામ ધર્યું નાગેશ કિરતી તો વાધી મા. ૩૫
મચ્છ કચ્છ વારાહ નરસિંહ વામન થઇ મા,
એ અવતારો તારાય તે તે તુ મઈ મા. ૩૬
ફેરાસુરામ શ્રી રામ રામ બળી બળજે મા,
બુદ્ધ કલંકી નામ દશવિધ ધારી દેહે મા. ૩૭
મધ્ય મથુરાથી બાણુ ગોકુળ તો પોતું મા,
તેં નાંખી મોહોજાળ બીજુ કોઈ નોતું મા. ૩૮
કૃષ્ણ કૃષ્ણ અવતાર કળિ કારણ કીધું મા,
ભક્તિ મુક્તિ દાતાર થઈ દરશણ દીધું મા. ૩૯
ષંઢલ વપુશક નાર્ય નહીં પુરૂષાં પાખુ મા,
એ આશ્ચર્ય સંસાર શ્રુતિ સંમૃતીએ ભાખું મા. ૪૦
જાણ્યે વિંઠળ કાય જક્ત કહે જુક્ત મા,
માત મોટો મહિમાય ન લહે ઇંદ્ર ઊગત મા. ૪૧

મેરાંમણ મથમેર કીધો રવૈયો રથીરમાં મા,
આકર્ષણ એક તેર વાસુકીગા નેતર મા. ૪૨
સુર સંકટ હરનાર સેવકને મનમુખ મા,
અવિગત અગમ અપાર આનંદીનિધ સુખ મા. ૪૩
સનકાદિક મુની સાથ સેવી વિધ્ય વિધ્યે મા,
આરાધી નવનાથ ચોરાસી સીધે મા. ૪૪
આવી અયોધ્યા ઈશ નામી શીશ વળ્યાં મા,
દશ મુસ્તક ભુજ વીશ છેદી સિત મળ્યાં મા. ૪૫
નૃપ ભીમકનિ કુમાર તમ પુજે પામી મા,
રૂકમણી રમણ મોરાર મન ગમતો સ્વામી મા. ૪૬
રાખ્યા પાંડુ કુમાર છાના સ્ત્રી સંગે મા,
સંવત્સર એક બાર વામ્યા તમ અંગે મા. ૪૭
બાંધ્યો તન પ્રદ્યુમન છુટે નહીં કોઇથી મા,
સમરી પુરી સલખન ગયો કાળા ગ્રેહથી મા. ૪૮
વેદ પુરાણ પ્રમાણ શાસ્ત્ર સકળ સાખી મા,
શક્ત સકળ મંડાણ સરવ રહ્યાં રાખી મા. ૪૯
જે જે જાગ્યાં જોઈ ત્યાં ત્યાં તું તેવી મા,
સમ વીભ્રમ મતિ ખોઇ કહી ન શકું કેવી મા. ૫૦
ભુતભવિષ્ય વર્તમાન ભગવંતી તું ભવની મા,
આદ્ય મધ્ય અવસાન આકાશે અવની મા. ૫૧
તિમર હરણ શશિસુર તે તારો ધોખો મા,
અમિ અગ્નિ ભરપુર થઈ શોખો પોખો મા. ૫૨
ખટ ઋતુ ખટ રસ માસ દ્વાદશ પ્રતિબંધે મા,
અંવકાર ઉજાશ અનુક્રમ અનું સંધે મા. ૫૩

ધરથી તુ ધન ધન્ય ધ્યાન ધરે નાવે મા,
પાલણ પ્રજા પ્રજન અણચીતવે આવે મા. ૫૪
સકળ શ્રષ્ટ સુખદાઈ પયદધી ગૃત માયે મા,
સમને સરસરસાઈ તુ વિના નહીં કાંયે મા. ૫૫
સુખ દુઃખ બે સંસાર તારાં ઉપનાવ્યાં મા,
બુદ્ધ બળ ને બલિહાર ઘણું ડાયાં વાયાં મા. ૫૬
ક્ષુધા ત્રશા નિદ્રાય લઘુયોવા વૃધા મા,
શાંતિ સુર ક્ષમાય તુ સઘળે શ્રદ્ધા મા. ૫૭
કામ ક્રોધ મોહ લોભ મદ મચ્છર મમતા મા,
ત્રષ્ણા સ્થીર્થઈ થોભ શાંતી ને સમતા મા. ૫૮
અર્થ ધર્મને કામ મોક્ષ તું મમાયા મા,
વીશ્વ તણો વીશરામ ઉર અંતર છાયા મા. ૫૯
ઉદ્દ ઉદારણ અસ્ત આદ્ય અનાદ્યેનિ મા,
ભાષા ભુર સમસ્ત વાક વિવાદની મા. ૬૦
હરષ હાસ્ય ઉપહાસ્ય કાવ્ય લવિત વિતતુ મા,
ભાવ ભેદ નિજ ભાસ્ય ભ્રાંત ભલે ચિતતુ મા. ૬૧
ગીત નૃત્ય વાજીંત્ર તાલ તાન માને મા,
વાણિ વિવિધ્ય વિચિત્ર ગુણ અગણિત ગાને મા. ૬૩
રતિરસ વિલસ વિલાસ આશ સકલ જગની મા,
તન તન મન મધ્ય વાશ મહંમાયા મગની મા. ૬૩
જાણે અજાણે જકત બે બાધા જાણે મા,
જીવ સકળ આશકત સહુ સરખુ માણે મા. ૬૪
વિધ્ય વિધ્ય ભોગ મ્રજાદ જગ દાખ્યું ચાખ્યું મા,
ધ્રત સુણતાં તે સ્વાદ પદ પોતે રાખ્યું મા. ૬૫

જડ થડ સાખા પત્ર પુષ્પ ફળે ફરતી મા,
પરમાણુ એક માત્ર ઈતીવાસર ચળતી મા. ૬૬
નીપટ અટપટી વાતુ નામ કહુ કોનું મા,
સરજી સાતે ધાત માત અધીક સોનું મા. ૬૭
રત્ન મણી માણેક નંગ મગીયાં મુકતા મા,
આભા અધિક અટંક અન્યન સંયુક્તા મા. ૬૮
નીલપીત આરકત સામ શ્વેત સરખી મા,
ઉભય વ્યકતા વ્યકત જક્ત જને નરખી મા. ૬૯
નગજે અધીકુળ આઠ હેમાચલ આદે મા,
પવન ગવન ઠઠી ઠાઠ અરચીત તું સાધે મા. ૭૦
વાપી કુપ તળાવ તુ સરિતા સીંધુ મા,
જળ તરણુ જળ નાવ તુ તારણ બંધુ મા. ૭૧
વનસ્પતિ ભાર અઢાર ભુ ઉપર ઉભાં મા,
કૃત કૃત તુ કીરતાર કોશાવિઘાં કુંભાં મા. ૭૨
જડચેતન અભિધાન અંશ અંશ તારી મા,
માનધ મોટે માન્ય ને કરણી તારી મા. ૭૩
વરણુ ચ્યાર નિજ કર્મ ધર્મ સહિત સ્થાપી મા,
બેને બાર અધર્મ અનુચર વર આપી મા. ૭૪
વાડવ વન્હીં નિવાશ મુખ માતા પોતે મા,
તૃપ્તે તૃપ્તે આશ માત જગજન જોતે મા, ૭૫
લક્ષચોરાસી જંત સહુ તારા કીધા મા,
આણ્યો અસુરનો અંત દંડ ભલા કીધા મા. ૭૬
દુષ્ટ દમ્યા કહિ વાર દારૂણ દુઃખ દેતા મા,
દૈત્ય કર્યા સંહાર ભાગ યગન લેના મા. ૭૭

સુદ્ધ કરણુ સંસારકર ત્રિશુળ લિધું મા,
ભોમ્ય તણે શિર ભાર હરવા મન કિધું મા. ૭૮
બહુચર બુધ્ય ઉદાર ખળખોળી ખાવા મા,
સંત કરણ ભવપાર સોધ્ય કરે સાવા મા. ૭૯
અધમ ઓધારણ હાર આસનથી ઉઠી મા,
રાખણ યુગ વહેવાર બધ્ય બાંધી મૂઠી મા. ૮૦
આણી મન આનંદ મા માંડે પગલા મા,
તેજ પુંજય રવિ ચંદ્ર દે નાંનાં ડગલાં મા. ૮૧
ભર્યાં કદમ બે ચ્યાર મદમાતી મદભર મા,
મનમાં કરી વીચાર તેડાવ્યો અનુચર મા. ૮૨
કુરકટ કરીયો રોહ કરૂણા કર ચાલી મા,
નખ પંખિમય લોહ પગ પૃથ્વી હાલી મા. ૮૩
ઉડીને આકાશ થઇ અદ્દભુત આવ્યો મા,
અદ્ધક્ષણમાં એક સ્વાસ અવનિતળ લાવ્યો મા. ૮૪
પાપિ કરણનિ પાત પ્રથ્વીપડ માંહે મા,
ગોઠયું મન ગુજરાત્ય ભિલાં ભડ માંહે મા. ૮૫
ભોળી ભવાનિ માય ભાવ ભર્યાં ભાળે મા,
કીધી ઘણી કૃપાય ચુંઆળે આળે મા. ૮૬
નવખંડ ન્યાળી નેટ નજર વજર વજર પેઠી મા,
ત્રેણ ગામ તર ભેઠય ઠેઠય અડી બેઠી મા, ૮૭
શેવક સારણ કાજ સલખનપુર સેડે મા,
ઉઠયો એક અવાજ ડેડાણા નેડે મા, ૮૮
આવ્યાં અશર્ણાં સરણ અતિ આનંદ ભયા મા,
ઉદિત મુદિત રવી કર્ણ દશ દિશ જશ પ્રસર્યો મા. ૮૯

સકળ સગ્રંથી સુખ માત બેઠાં ચિત્ત સ્થિર થૈ મા,
વસુધા મધ્ય વિખ્યાત વાત વાયુ વિધ ગઈ મા. ૯૦
જાણે જકત અધ્ય જોર જન જનુનિ જોખે મા,
અધિક ઉરાડયો શોર વાશ કરી ગોખે મા. ૯૧
ચાર ખુંટ ચોખાંણ્ય ચરચ્યા એ ચાલિ મા,
જન જન પ્રત્ય મુખ વાણ્ય બહુચર બરદાળી મા. ૯૨
ઉદ્દા ઉદ્દા જેકાર કિધો નવખંડે મા,
મંગળ વરત્યા ચાર ચૌદ બ્રહ્માંડે મા. ૯૩
ગાજ્યા સાગર સાત દુધે મેહ ત્રુઠયા મા,
અધમ અધર્મ ઉતપાત તે કિધા જુઠા મા. ૯૪
હરખ્યા સુરિનર નાગ મુખ જોઈ માતાનું મા,
અવલોકી અનુરાગ મન મુનિ સરખાનું મા. ૯૫
નવગ્રહ નમવા પાય પાગ્ય પળિ આવ્યા મા,
ઉપર ઉતારવા કાજ મણિ મુકતા લાવ્યા મા. ૯૬
દશ દિશના દિગપાળ દેખિ દુઃખ વામ્યા મા,
જન્મ મરણ જંજાળ છુટિ સુખ પામ્યા મા. ૯૭
ગુણ ગાંધર્વ જશ ગાન નૃત્ય કરે રંભા મા,
સ્વર સુણતાં તે કાન ગત થઈ ગઇ થંભા મા. ૯૮
ગુણનિધિ ગરબો એહ બહુચરમા કેરો મા,
ધારે ધરીને દેહ સફળ ફરે ફેરો મા. ૯૯
પામે પદારથ પાંચ શ્રવણે સાંભળતાં મા,
ન આવે ઉની આંચ દાવાદળ બળતાં મા. ૧૦૦
શસ્ત્ર ન ભેદે અંગ આદ્ય શકત શાખે મા,
નિત નિત નવલે રંગ શમ દમ ક્રમ પાખે મા. ૧૦૧

જળ જે અનઘ અઘાત ઉતારે બેડે મા,
ક્ષણુ ક્ષણુ નિશદીન પ્રાત સંકટ બધ્ય ફેડે મા. ૧૦૨
ભુત પ્રેત જાંબુક વંતર ડાકેણિ મા,
ના આવે આડી અચુક શામા શાકેણી મા. ૧૦૩
ચકણુ કરણુ ગતિ ભંગ ખુંગ પુંગ વાગે મા,
ગુંગ મુંગ મુખ અંગ અબધ બધિ ટાળે મા. ૧૦૪
સેણુવિહોણા નેણુ નેણા તું આપે મા,
પુત્ર વિહોણા કેણુ મેણાં તું કાપે મા. ૧૦૫
કળિ કલ્પતરૂ ઝાડ જે જાણે તેને મા,
ભક્ત લડાવે લાડ પાડ વિના કેને મા. ૧૦૬
પ્રગટ પુરૂષ પુરસાઈ તું આલે પલમાં મા,
હાલે વેર ઠકરાઇ ઘો દલ હલબલમાં મા. ૧૦૭
નિરધનને ધન પાત્ર તે કરતા તું છે મા,
રોગ દોશ દુઃખ માત્ર તું હરતા શું છે મા. ૧૦૮
હય ગજરથ સુખપાલ આલ વિના અજરે મા,
બરદ બહુચર બાળ ન્યાલ કરે નજરે મા. ૧૦૯
ધર્મ ધજા ધન્ય ધાન્ય ન ટળે ધામ થકી મા,
મહિપતિ સુખ દે માન્ય માતા નામ થકી મા. ૧૧૦
નરનારી ધરી દેહ જે તે કો ગાશે મા,
કુમત્ય કૃત તતખેહ થઈ ઉડી જાશે મા. ૧૧૧
ભગવતિ ગીત ચરિત્ર જે સુણશેક ને મા,
થઈ કુળ સહિત પવિત્ર ચડશે વૈમાને મા. ૧૧૨
તું થી નથી જે વસ્ત જેથી તું તરપું મા,
પુરણુ પ્રગટ પ્રશસ્ત શી ઉપમા અરપું મા. ૧૧૩

વારંવાર પ્રણામ કરજોડી કિજે મા,
નિરમળ નિશ્ચે નામ જન નિશદિન લિજે મા. ૧૧૪
નમો નમો જગ માત સહસ્ત્ર નામ તારાં મા,
માત તાતને ભ્રાત તુ સરવે માહરા મા. ૧૧૫
સંવત શતદશ સાત નેવું ફાલગુણ સુધે મા,
તિથી ત્રિતીયા વિક્ષાત કતિ વાસર બુધે મા. ૧૧૬
રાજનગર નિજ ધામ પુર નવિન મધ્યે મા,
આઈ આદ્ય વિશ્રામ જાણે જગ બધે મા. ૧૧૭
કરય દુર્લભ શુર્લભ રહે સહુ છેવાડા મા,
કરજોડી વલ્લભ કહે ભટ મેવાડા મા. ૧૧૮

---

## બહુચરાજીના શણગારનો ગરબો.

પ્રથમ ધ્યાન માત બહુચરાનું ધરૂંરે લોલ૦
જેથી અમૃત વાણીની રચના કરૂંરે લોલ૦ ૧
માના શણગારની શું કહું રે વાતડીરે લોલ૦
બાળી રમક ઝમક ચાલે આડે ઘાતડીરે લોલ૦ ૨
પગે પેટલી બિરાજે માને ઝાંઝરી રે લોલ૦
અણુવા વીંછીઆ ઝબુકે મા શોભા ઘણીરે લોલ૦ ૩
માની ઘાઘરીએ ઘુઘરી શોભતીરે લોલ૦
કટી મેખલા જડાવ ઘણું ઓપતીરે લોલ૦ ૪
ગળે હાર હઈયામાં જડાવ છે ઘણોરે લોલ૦
કોટે કંટેસરી દુગદુગીને ઝુમણારે લોલ૦ ૫
પારો શુદ્ધ વિધ હેમનો કંઠમાં પડયોરે લોલ૦
ચઉદ લોકમાં સ્વરૂપ બહુચરા મળેરે લોલ૦ ૬

એક હાણીયું અમુલ્ય રત્ન શું જડીયુંરે લોલ૦
બહુ ચાતુરી કરીને સોનીએ ઘડીયુંરે લોલ૦ ૭
પોંચે પોંચીયું મણી જડાવ રત્ન શુંરે લોલ૦
તેની પ્રભા તો ગવરી નખમાં પડીરે લોલ૦ ૮
બાંહ્યે બાજુબંધ લટકે ફુમકારે લોલ૦
શોભે મણી જડાવ તણા ઝુંબમાંરે લોલ૦ ૯
હીરા રતનની કાંચળી બુટે જડીરે લોલ૦
માના કાનમાં કનક તણી પાંદડીરે લોલ૦ ૧૦
માની ઝાલમાં મણી જડાવ ડામણીરે લોલ૦
નકવેસરરે બીરાજે આંજી આંખડીરે લોલ૦ ૧૧
માને લલાટ ટીલડી શોભતીરે, લોલ૦
માથે વેણી બીરાજે નાગની ફણીરે. લોલ૦ ૧૨
માએ સેંથામાં કીધી સીંદુરની છબીરે, લોલ૦
જેમ ખગમાં ઉગતો દીસે રવીરે. લોલ૦ ૧૩
માને ચોટલો બીરાજે ઘણાં મોરડારે, લોલ૦
વાંસે હેમનો મણી જડાવ ગોફણોરે. લોલ૦ ૧૪
કસુંબે ચુવે છે માત કેરી ચુંદડીરે, લોલ૦
હીરા સાંકળી તે લાલ મોતીએ જડીરે. લોલ૦ ૧૫
માથે ગરબો લઈ બહુચરા રમેરે, લોલ૦
તેવ તેવડી સાહેલીના સાથમાંરે. લોલ૦ ૧૬
બ્રહ્મા ગાન ગાય વેદ મુખે શું કહુંરે, લોલ૦
શીવે ડાક ડાંડી હેમની કરે મહીરે. લોલ૦ ૧૭
કૃષ્ણ વાંસળી વગાડી બહુ હેતશુંરે, લોલ૦
નારદ ચપંકે કળા તે કરે ગ્રહીરે. લોલ૦ ૧૮

ગાય ગાન કરે તાન એવા વનમાંરે, લોલ૦
એક એકને જુવેને હસે મનમાંરે. લોલ૦ ૧૯
માતા બહુચરાનું નામ છે જાગતુરે, લોલ૦
તેથી દુઃખને દરીદ્ર ફરે ભાગતુરે. લોલ૦ ૨૦
જે કોઈ ભાવ થકી બહુચરાજીને ભજેરે, લોલ૦
તેની વાત દેવ લોકમાં જઇ વસેરે. લોલ૦ ૨૧
આપ કૃપાએ કરીને ગરીબ કહેરે. લોલ૦
જે કોઈ ગાય તેના ચીતમાં બાળીરે. લોલ૦ ૨૨
ગરબી ગાય શીખે જે કોઇ સાંભળેરે, લોલ૦
તેના સંસારના દુઃખ સઘળા ટળેરે. લોલ૦ ૨૩
ભટ વલ્લભ મેવાડા માનો દાસછેરે, લોલ૦
ગરબી ગાય તેનો વઇકુંઠ વાસછેરે. લોલ૦ ૨૪

## શીવ શક્તિની આરતીનો ગરબો.

જે આદ્ય શકતી મા જે આદ્ય શકતી;
અખંડ બ્રહ્માંડ નીપાવ્યા પડવે પંથક મા,
જયો જયો મા જુગતઅંબે. ટેક.
દ્વીતીય બે સ્વરૂપ શીવ શકિત જાણું મા;
બ્રહ્મા ગણપતી ગાઉં હરિ ગાઉં મા. જયો. ૧
તૃતીયા ત્રણ સ્વરૂપ ત્રીભુવનમાં બેઠા મા;
ત્રણસ્યથકી તરવેણી તું તરવેણી મા. જયો. ૨
ચોથે ચતુરા મહાલક્ષ્મી સચરાચર વ્યાપ્યા મા;
ચાર ભુજા ચોદિશા પ્રગટયાં દક્ષીણમાં. જયો. ૪
પંચમી પંચ રૂષી પંચમ ગુણપદમા મા;
પંચ સહસ્ત્ર ત્યાં સોહયે, પંચ તત્વે મા. જયો. ૫

સષ્ટી તું નારાયણી, મહીશાસુર માર્યો મા;
નરનારીને રૂપે, વ્યાપ્યાં સઘળે મા. જયો. ૬
સપ્તમી સપ્ત પાતળા સાવીત્રી સેના મા;
ગઉ ગંગા સાવીત્રી ગઉરી ગીતા મા. જયો. ૭
અષ્ટમી અષ્ટ ભુજા, આઇ આનંદા મા;
સુરવર મુનીવર જનમ્યા, દેવ દઇત્યે મા. જયો. ૮
નવમી નવકુળ નાગ, સેવે નવ દુરગા મા;
નવરાત્રીના પુજન કીધાં છે બ્રહ્મા મા. જયો. ૯
દશમી દશ અવતાર જયઃવીજીઆ દશમી મા;
રામે રામ રમાડયા રાવણ રોળયો મા. જયો .૧૦
એકાદશી અગીઆરશ કાત્યાયની કામા મા;
કામ દુર્ગા કાસીકા, સામાને રામા. જયો. ૧૧
બારસ બાળા રૂપ બઉચરિ અંબામા;
બટક ભેરવ સોહીએ, તારા છે તુજ મા. જયો. ૧૨
તેરસ તુળજા રૂપ, તું તારૂણી માતા મા;
બ્રહ્મા વીષ્નુ સદાશીવ, ગુણ તારા ગાતા. જયો. ૧૩
ચઉદસે ચૌદ રૂપ, ચુંડી ચામુંડા મા;
મારકંડે વખાણ્યા, ગાઇ શુભ કવીતા. જયો. ૧૪
પુનમે પુરણ કરી, સત ભાવતી નગરી મા;
વશીષ્ઠે માંહી વખાણી, શુણી કરજો કરૂણા. જયો. ૧૫
સવંત સતાવન સોળે, તિથી ભાવે મા;
સવંત સોળે પ્રગટી, રેવવાને તીરે. જયો. ૧૬
શીવ શકિતની આરતિ, જે ભાવે ગાશે મા;
ભણે શીવાનંદ સ્વામી, સુખ સંપતી થાશે. જયો. ૧૭

---

**થાળ.**

આરોગો બહુચરાજી મોરી માય, જેમ જન તાહરા દુ:ખીયા થાય મા.૧
કનક કળસ ગંગાજળ ભરી, બહુચરાજી આગળ થાળજ ધરીમા. ૨
દ્રાક્ષ ચારોળી બદામ અખોડ, પસ્તાં લીંબુને પાકાં બોર મા. ૩
શીંગાડાં સાકર શેલડી, ખડબુચાં આંબા કાકડી મા. ૪
મગના લાડુને ઘેબર સાર પેંડા ઘારીને દુધપાક મા, ૫
ખારાં તીખાંને તમતમાં, આદુ લીંબુને માંહી કરમદાં ઘણાં મા. ૬
શ્રીફળ આદિજી લેજોરે ભોગ, અનેક અનેકના સર્વ સંજોગ મા. ૭
ખીર ખાંડ ધ્રત પોળી સાર, આરોગો બહુચર કંસાર મા. ૮
લેંચી લાપશીને ચુરમાં, વડાં વેઢમીને સાકજ ઘણાં મા. ૯
.ળ શાક ઘ્રત પુરણ કરી, આરોગો બહુચરાજી ચિત્ત ધરી મા. ૧૦
કશર કરમઝ ભર્યા ભરપુર, જીરા રસ માજી જમીએ ક્રુર મા. ૧૧
દુધ કઢયાં લેઇ આગળ ધર્યાં, ઘુંટ ભરીને માયે આચમન કર્યાં મા.૧૨
આરોગીને ઉઠયાં મારી માય, જુઠ રહ્યાં તે જન માગી ખાય મા. ૧૩
સિંહાસન ઉપર સુંદરી, બેઠાં માત સકળ પરવરી મા. ૧૪
બેહેકે બરાશે બીડી કરી, આનંદે માયે મુખમાં ધરી મા. ૧૫
એક એક આગળ ઢોળેરે વાય, એક એક આગળ નૃત્ય થાયજ મા.૧૬
વાજે પંચ શબ્દ નિશાન, ભેર ભુંગળ વાજે પરીમાણ મા. ૧૭
સકળ મનોર્થ પુરો મારી માય, બેઉ કર જોડીને વલ્લભ ગાય મા. ૧૮

સમાપ્ત.

## દેવીભકતોને ઉત્તમ લાભો

બહુચરાજી માતાના ગરબા તથા અંબિકાવિજય ગરબાવળી તથા વીચાર તરંગ જ્ઞાન ઉપદેશ ભજનાવળી જે ભકતને વ્હેંચવા ( લ્હાણી કરવા ) જોઇતી હશે તેને કીફાયત ભાવે આપવામા આવશે.—મળવાનું ઠેકાણું.
કેશવલાલ મગનલાલ દુધવાળા, કાળુપુર રોડ, અમદાવાદ. તથા
બુકસેલર કાલીદાસ માધવજી, મુ બહુચરાજી વાયા મેહેશાણા.

પ્રેમ, શૃંગાર, હાસ્ય અને કરૂણા રસથી ભરપુર!

એક કલ્પિત નોવેલ.

# ઇશ્કે અંજામ યાને મોતનો પેગામ

ભાગ ૧ લો મુલ્ય ફક્ત આઠ આના ટપાલ ખર્ચ જુદું.

ભાગ ૨ જો (પુરો મુલ્ય ફક્ત આઠ આના ટપાલ ખર્ચ જુદું.)

જેમાં—હોળી, ધુળેટી જેવા તહેવારમાં નિર્દોષ ગમ્મતથી પેસતો સમાજમાં સડો, વિદ્યાર્થી જીવનમાં જોઇએ તેવો મા, બાપનો, અંકુશ નહિ હોવાના પરિણામે તેઓની થતી દુર્દશા, પઈસાદાર કુટુંબની છોકરીઓને ગરીબ સાસરામાં સમાશ કરતાં, નડતી વિટમ્બણાઓ! વિધુર સાસરો અને નાદાન વરની વચ્ચે પાનુ પડેલી પ્રેમદાની કર્મ કથા! પુત્ર લાલશાની તૃપ્તિના અર્થે પતિ પ્રભુને તજી પરનર સાથે તકદિર અજમાવતી અબળાઓની અધમ દશા! વીગેરે ચાલુ જનાનાના વિષયોથી ભરપુર આ પુસ્તક છે.

બને ભાગ ભેગા મંગાવનારને ટપાલ ખર્ચ માફ.

મલવાનું ઠેકાણું.

કેશવલાલ મગનલાલ દુધવાળા.

કાળુપુર રોડ—અમદાવાદ.

ફક્ત થોડી નકલો સીલકમાં રહી છે માટે તાકીદે મંગાવો નહિ તો પસ્તાશો.

એકે અવાજે વખાણાયેલું પુસ્તક.

# દુઃખી દંપતી યાને વિશુદ્ધ પ્રેમનો વિજય



આ પુસ્તક પતિવ્રતા સ્ત્રીને અનેક કષ્ટો પડવા છતાં પોતાનું **સતીત્વ** કેવી રીતે સાચવી શકે છે તેમ જ સજ્જન પુરૂષ અપુર્વ **પત્નીવ્રત** દાખવીને દરિદ્રતા પસાર કરી સત્ય અને નીતીથી સુખની સીમાએ પહોંચતાં આખરે **દેશ સેવામાં** કેવી રીતે જોડાય છે વગેરેનું રસપુર્ણ વર્ણન કરી **કન્યાવિક્રય વૃદ્ધ લગ્ન, સટ્ટો, વિષયાંધતાથી** કેવા કેવા ભયંકર પરિણામો આવે છે તેનો આબેહુબ ચિતાર આલેખવામાં આવ્યો છે માટે આ પુસ્તક અવશ્ય ખરીદવા યોગ્ય છે આ પુસ્તક વાંચવા લીધા પછી નીચે મુકવું ગમતું નથી; આ પુસ્તક સ્ત્રી, પુરૂષો તેમજ બાળકોને વાંચવા લાયક છે માટે તાકીદે મંગાવો. કિંમત ફક્ત દોઢ **રૂપીઓ**. ટપાલ ખર્ચ ચાર આના જુદું. મળવાનું ઠેકાણું:—

**કેશવલાલ મગનલાલ દુધવાળા. શાહપુર રોડ—અમદાવાદ.**